શ્રી વૈરાગ્ય શતક ગ્રંથના ગ્રાહક મહાશયોને ભેટ.

परोपकाराय सतां विभूतयः

શ્રી

# ગઝલ ગુલતાન.

## ભાગ બીજો.

બનાવનાર

મુનિમહારાજ શ્રી વિનયચંદ્રજી.

બરવાળા સંપ્રદાયના

તેની પ્રસિદ્ધ કરનાર

બરવાળા જૈન મિત્ર મંડળ.

શા. મગનલાલ જીવણલાલ.

ઑ. સે. મુ. બરવાળા તા. ધંધુકા.

વી. સં. ૨૪૪૮. વિ. સં. ૧૯૭૮

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

મુલ્ય અભ્યાસપૂર્વક વિચાર સહવાંચન (મફત).

## સદા આનંદમાં રહેવા વિષે.

### મનહર છંદ.

સદા આનંદમાં રેવું, સુખ દુઃખ સહિ લેવું.
હશે વિધિ (મુજ) એવું ગણી લેવું એવું ઉરમાં;
નહિ દિલગીર થાવું, મનમા નહિ મુંજાવું.
તનને નહિ તપાવું, ધ્યાવું ધર્મ ધ્યાન ઉરમાં;
ધન્ય ધન્ય સીતા સતી, દમયંતિ ને દ્રૌપદી.
પામ્યા દુઃખ અતિ, ન તણાણા શોક પુરમાં;
કહે મુનિ વિનયચંદ સુણજો ભવિક વૃંદ,
સમ ધારો તો પધારો સિદ્ધપુરમાં. ૧

### ઉપજાતિ વૃત્ત.

સુખે દુઃખે સર્વ નિભાવી લેવું.
સદૈવ આનંદ વિષે રહેવું.
પ્રારબ્ધ જો છે પ્રતિકુળ એવું.
કહો કિહાં તો જઇ કષ્ટ કેવું. ૧

## શુદ્ધિપત્ર.

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | શય | મહાશય |
| ૧૨ | ૧૫ | સંતાન | સંતતી |
| ૧૩ | ૨ | લેવડ કરવા | લેવી કહવા |
| ૧૪ | ૧૩ | તેને | તને |
| ૧૬ | ૪ | કરનાર | કરનારે |
| ૨૨ | ૧૧ | એવો | એવો |
| ૨૩ | ૮૭ | ચામુંડા | ચામુંડ |
| ૨૫ | ૧૬ | ફાખ | ફાલ |

શ્રી વૈરાગ્ય શતક ગ્રંથના ગ્રાહક મહાશયોને ભેટ.

परोपकाराय सतां विभूतयः

# શ્રી
# ગઝલ ગુલતાન.
## ભાગ બીજો.




બનાવનાર

મુનિમહારાજ શ્રી વિનયચંદ્રજી.

બરવાળા સંપ્રદાયના



છપાવી પ્રસિદ્ધ કરનાર.

બરવાળા જૈન મિત્ર મંડળ.

શા. મગનલાલ જીવણલાલ.

ઓ. સે. મુ. બરવાળા તા. ધંધુકા.

વી. સં. ૨૪૪૪. વિ. સં. ૧૯૭૪

આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦

મુલ્ય સદ્દ્વાણી સદ્દવિચાર સદ્દવર્તન (મફત).

# સુચના.



( ગઝલ ગુલતાન ૧ લા ભાગમાં અંતરનું ઉદ્બોધન એ નામની કવિતા ભુલથી ઔરંગજેબ બાદશાહને ઉદેશિને લખાગેલ છે. " તેની હકીકત એમ છે કે ").

ઔરંગજેબ પાદશાહના વખતમાં શિવાજીરાવ દક્ષિણમાં (નાસીક-ત્ર્યંબક) વિગેરે ગામોમાં જ્યાં ત્યાં લુંટફાટ કરી લોકોને ત્રાસ વર્તાવતો હતો તે વખતે પાદશાહે ઘણી ઘણી રીતે કપટ જાળ રચી પકડવા માટે માણસો મોકલેલાં પણ તે સપડાયો નહિ છેવટે ફરીવાર પાદશાહે એક વિશ્વાસુ માણસ મોકલી કહેવરાવ્યું કે હું તને મારીશ નહિ પણ તારી હુંસીયારી યા ચાલાકી બદલ તને સારૂ ઇનામ આપી મોટી પદવીએ ચડાવીશ આવા કપટ ભરેલા માયાળુ વાકયોથી તે શિવાજી તથા તેનો પુત્ર સંભાજી બંને દિલ્હિ ગયા કે તુર્તજ તેને પકડી કેદ કર્યા. ત્યાં તેમણે ઘણા વખત સુધી અસહ્ય કષ્ટો ભોગવ્યા. પરંતુ આખરે શિવાજીની અનિવાર્ય ચતુરાઇથી પિતા પુત્ર એ બન્ને મીઠાઇના ટોપલામાં રહી બહાર નીકળી ગયા છુટયા પછી પાદશાહે પાછા ફરીને તેડાવવા ઘણા પ્રયત્નો કર્યા. પરંતુ કપટી ઔરંગજેબ પાદશાહના વચનો ઉપર વિશ્વાસ નહિ લાવતાં શિવાજી પેશ્વાએ જે પ્રત્યુત્તર વાળ્યો. યા કહેણુ મોકલ્યું તે હકીકત ઉદ્દેશીને આ કાવ્ય લખાયું છે.

આ હકીકત તે કાવ્યના મથાળે લખવી. છપાવનારની ભૂલથી રહી ગયેલ છે જેથી સુજ્ઞ મહાશયો સુધારી વાંચશો.

---

(ત્ર્યંબક નાશીક પાસે શહેર છે. પદ મલતું નહિ આવવાથી ત્ર્યંબાવટી લખાયેલ છે.

# ( ગઝલ ગુલતાન ગાવા દે. )

## રાગ ગઝલ કવ્વાલી.



અરે ઓ પ્રેમી બંધુ બસ, ગઝલ ગુલતાન ગાવા દે.
મધુરો એહનો છે રસ, ગઝલ ગુલતાન ગાવા દે. ૧
ગમે ના અન્ય વાતો બસ, ગઝલ ગુલતાન ગાવા દે.
અહિંથી દુર રે તું બસ, ગઝલ ગુલતાન ગાવા દે. ૨
અતિ ઉત્સાહ આવે છે, ગઝલ ગુલતાન ગાવા દે.
હૃદયમાં રંગ જમાવે છે, ગઝલ ગુલતાન ગાવા દે. ૩
અહાહા? શી ગઝલ ગુલતાન, ગઝલ ગુલતાન ગાવા દે.
કરે છે મનને મસ્તાન, ગઝલ ગુલતાન ગાવા દે. ૪
નથી ખાવું નથી પીવું, ગઝલ ગુલતાન ગાવા દે.
બધું હું હાલ ગણુ એમાં, ગઝલ ગુલતાન ગાવા દે. ૫
ભલે હો રસ સરસ બીજા, ગઝલ ગુલતાન ગાવા દે.
મધુરો મીઠો રસ આ, ગઝલ ગુલતાન ગાવા દે. ૬
વિનય મુનિ તણી વાણી, ગઝલ ગુલતાન ગાવા દે.
કહે છે પ્રેમ તે આણી, ગઝલ ગુલતાન ગાવા દે. ૭



# પ્રસ્તાવના.

વહાલા વાંચક બંધુ ! આ નાનકડા પુસ્તકને જો કે પ્રસ્તાવનાની જરૂર નથી તોપણુ હાલના ચાલુ સમયને અનુસરી આ સંબંધે બે શબ્દ લખાયે તો અયુક્તતો નહિજ ગણાય.

હાલના જન સમુહને વાટક તથા રસીક ગાયનો વધારે રૂચિકર થઇ પડયા છે અને તેનો શોખ દિન પ્રતિદિન વધતો જતો જોવામાં આવે છે તેમાં પણુ ગઝલોનો શોખ સહુ કરતા વધારે પ્રિય થઈ પડયો છે. એક નાના બાળકને પણુ આપણે હર્ષથી ગઝલનો આનંદ અનુભવતા જોઇશું. ગઝલ હૃદયમાં અપૂર્વ આનંદ અને ઉત્સાહ આણે છે. આ પ્રકારે જનસમુહની રૂચિને અનુસરી **મુનિ મહારાજ શ્રી વિનયચંદ્રજી મહારાજે** જુદા જુદા વિષયો ઉપર પોતાના વિહાર પ્રસંગે ભિન્ન ભિન્ન મુકામે તથા કેટલીક બરવાળા મુકામે રચેલી છે તે અત્રેના જૈન મિત્રમંડળના સભ્યોના વાંચવામાં આવતા ઘણુાને પ્રિય થઇ પડી અને તેથી સદરહુ પુસ્તક છપાવી જ્ઞાન દાન તરીકે શ્રી પોષ્ટ ખર્ચથીજ મંગાવનાર મોકલવા જીજ્ઞાસા થઇ તેથી તે મુનિશ્રીની રચેલી તમામ ગઝલોનો સંગ્રહ કરી **" ગઝલ ગુલતાન ભાગ ૨ જો "** એવું પુસ્તકનું નામ આપ્યું છે અને મફતજ સર્વને આપવા જૈન મિત્ર મંડળ ભાગ્યશાળી થયેલ છે. સદરહુ પુસ્તકમાં કોઈ સ્થળે દ્રષ્ટી દોષથી ભુલચુક રહી ગઇ હોયતો વિવેકી સજ્જનો સુધારી વાંચી યથાશક્તિ લાભ લેશે તો કર્તાનો પ્રયાસ સફળ થયો લેખાશે.

ઇતિ શાંતિઃ તથાસ્તુ.

તા. ૧૩ માહે ડીસેંમ્બર
૧૯૧૭ બરવાળા
( ઘેલાશાહના )

લી. આપનો બંધુ
ભાઇલાલ પરશોતમદાસના જયજીનેંદ્ર
બરવાળા મેનેજીંગ કં. ના મે.

# ગઝલ ગુલ્શતાન ભાગ બીજાની

# અનુક્રમણિકા.




| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ૧ મંગળાચરણ પ્રભુ પ્રાર્થના ... ... ... | ૧ |
| ૨ ઉદય એ પાપના જાણો ... ... ... | ૨ |
| ૩ સુધરેલા જમાનાના સુધરેલા મનુષ્યોની વર્તણુક ... | ૩ |
| ૪ નર્કના દુઃખોનું વર્ણન ... ... ... | ૪ |
| ૫ પગેણો રે થયો યમનો ... ... ... | ૫ |
| ૬ હે શ્રાવકો તમારો એ ખરો ધર્મ ... ... | ૬ |
| ૭ વળી પણ શ્રાવકનો ખરો ધર્મ ... ... | ૭ |
| ૮ પર્યુષણ પર્વના આનંદ મહોત્સવ વિષે .. ... | ૮ |
| ૯ બીડીથી થતી ખુવારી વિષે ... ... ... | ૯ |
| ૧૦ મરકી દેવી પ્રત્યે સનમ્ર ઉપાલંભ ( ઠપકો ) ... | ૧૦ |
| ૧૧ સફળ આ જીંદગી કરવા પ્રભુને પ્રેમથી રગરવા ... | ૧૨ |
| ૧૨ કુદરતનો અચળ કાયદો ... ... ... | ૧૩ |
| ૧૩ દુનિયા દોરંગી છે તેને કોઇ જીતી શકતું નથી ... | ૧૪ |
| ૧૪ ઉપદેશી અમર લાપીકા ... ... ... | ૧૫ |
| ૧૫ સુખી ક્યાંથી કહો થાય ? ... ... ... | ૧૬ |
| ૧૬ હીંમત રાખવા વિષે... ... ... ... | ૧૭ |
| ૧૭ જૈન જંગીનું ચરિત્ર ... ... ... ... | ૧૮ |
| ૧૮ સતિ કલાવતીના સત્ય પ્રભાવે સંકટ મુક્ત થયા પછી તેના પતિ સંખ રાજાએ ઘણી દીલગીરી પૂર્વક કહેલા વચનો | ૨૦ |
| ૧૯ ઉપરના વચનો સાંભળી સતિ શ્રી કલાવતી પોતાના પતિ પ્રત્યે | |

સનત્ર બોલ્યા. ... ... ... ... ૨૧
૨૦ દશા બદલાય છે ત્યારે બધું બદલાય છે ... ... ૨૨
૨૧ અતિ જંજાળી શેઠને એક મહાત્માએ લગાવેલો જ્ઞાન ફટકો ૨૩
૨૨ બે મિત્રોના અન્યોઅન્ય ગાઢ પ્રીતિના ઉદ્ગારો ... ૨૫
૨૩ હેભાઈ હવે તો કાંઇ હિતશિખામણ માન અને ફેરો સફળ કર. ૨૬
૨૪ હે વ્હાલા આત્મા ? હવેતો કાંઈ સમજ અને સન્માર્ગગામી થા. ૨૭
૨૫ હેવ્હાલા આત્મા ? હવેતો કંઇ વિચારકર અને સન્માર્ગગામી થા. ૨૮
૨૬ મનવા હવે તો અભિમાન મૂકી દે ભાઇ ? ? ? ... ૨૯
૨૭ હે મનવા ! હવે તો જરા જે જાળ ઓછી કરી નિરંજનનું ધ્યાન ધર ... ... ... ... ... ૩૦
૨૮ જન્મત્ત મનવાને ઉપાલંભ ... ... ... ૩૦
૨૯ વ્યાખ્યાન ઉઠયા પછી બોલવા લાયક ઉપદેશી દોહરા ૩૧
૩૦ વિજ્ઞપ્તી. ... ... ... ... ૩૪
૩૦ **મુનિશ્રી વિનયચંદ્રજી** વિરચિત પુસ્તકોની જાહેર ખબર ૩૬



## છપાતાં અને પછી છપાવાના

# મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત પુસ્તકો.



૧. **કામ લક્ષ્મી કથા**—મુળ સંસ્કૃત તથા સુબોધક રસીક ભાષાંતર સહિત લખાણ તૈયાર છે.

૨. **વિનય સુબોધ વાટીકા**—સંસ્કૃત શ્લોકો તૈયાર છે અર્થ ભાવાર્થ વિવેચન દ્રષ્ટાંતો સહિત મોટો અને વાચવા લાયક ગ્રંથ થશે.

૩. **વિવિધ સુબોધક અષ્ટકો**—મુળ સંસ્કૃત અર્થ ભાવાર્થ દ્રષ્ટાંતો સહિત થશે.

૪. **પ્રબોધ પંચાસિકા**—ગુજરાતિમાં ઘણો ઉપદેશી ગ્રંથ થશે કવિતાઓ કથા દ્રષ્ટાંતોથી વાંચવા લાયક સુરમ્ય થશે.

૫. **વિનયબોધ ગરબાવળી ભાગ ૧ લો**—છપાય છે થોડાજ વખતમાં બહાર પડશે.

∴ ઉપરના સર્વ પુસ્તકો મુળગી પડતર કીંમતે મળશે લખો.



જેની દ્રષ્ટીમાં સદા, કમળા કેરો રોગ;
પીળું દેખે સર્વમાં, કર્મ તણે સંજોગ. ૧

મુનિશ્રી વિનયચંદ્રજી વિરચિત.

# ગઝલ ગુલતાન.

## ભાગ ૨ જો.

### (૧) મંગળાચરણ પ્રભુ પ્રાર્થના.

—ભૈરવી ગઝલ.—

પ્રણમુ પ્રભુ જીનરાજ! સુખ આનંદ અમને આપજો;
અમ કષ્ટ સઘળા કાપજો, મંગળ સદા ઉર વ્યાપજો ૧
હે ઇશ! સાચુ શરણ જગમાં, આપનું સુખ કારજો;
અશરણ શરણ હે દીન બંધુ! દુઃખ દૂર નિવારજો. ૨
આધિ અને વ્યાધિ ઉપાધિ, ત્રિવિધ તાપ સમાવજો;
અસમાધિ અંતર ટાળજો, સુસમાધિમાં મન વાળજો. ૩
બળતા તણા બેલી પ્રભુ છો, દુઃખ દવ મુજ બાળજો;
હું બાળ છું અજ્ઞાન છું, નાદાન છું સંભાળજો. ૪
ભવ સાગરે ડુબેલ આ તુમ, દાસને ઉગારજો;
તુમ આશરે છે જીવન, આ ભવ સિંધુ પાર ઉતારજો. ૫
આનંદ મય હે ઇશ! અમ આનંદને નિત્ય આપજો,
મુનિવિનય વદે ભાવથી, અમ કષ્ટ સઘળા કાપજો. ૬

તેમજ જેના હૃદયમાં,  અવગુણનો ભંડાર;
અવગુણ દેખે સર્વમાં, શોધે નહિ કંઈ સાર. ૨

## (૨) ઉદય એ પાપનો જાણો.

ગઝલ કવ્વાલી.

કુટીલા ક્રોધની ભારી, પીશાચી દુઃખ દેનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૧
પતિ સેવા ન કરનારી, સ્વછંદ્વાએ વિચરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૨
અતિ સંતાપ કરનારી, દીલે ના દોષ ડરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૩
કુસી કુંદેજ ફરનારી, નહિ સંતોષ ધરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૪
ખાવટ ઘાટોજ ઘડનારી, દુરાચારેજ રમનારી.
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૫
કુનારી સંગ કરનારી, કુપંથે પ્રેમ પડનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૬
પતિને તો પજવનારી, સ્વભાવે જેવી અંગારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૭
સાકુળ જે કલેશ કરનારી, હઠીલાઈ ન હરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૮
કદી ના ધર્મ ધરનારી, સુપંથે ના વિચરનારી;
મળી જો એહવી નારી, ઉદય એ પાપનો જાણો. ૯
વિનય મુનિ વદે ભાવે, દુઃખે તેનું જીવન જાવે;
અગર ચંડી મળી નારી, ઉદય એ પાપનો જાણો. ૧૦

દુર્યોધનને એકદા, ( ૩ ) કહે કૃષ્ણ મહારાય;
સંખ્યા લાવોગુણી તણી, આ નગરનો માંય. ૩

## (૩) સુધરેલા જમાનાના સુધરેલા મનુષ્યોની વર્ણુંક.

ગઝલ કવ્વાલી.

દીવાનો આ જમાનો છે, ખરે તે એ તમાનો છે;
કપટની જ્યાં કમાનો છે, નહિ દીલમાં ક્ષમાનો છે. ૧
જમાનો આજ આવ્યો છે, નવી ફેશન લાવ્યો છે;
નીતિ પથે ન ફાવ્યો છે, દીવાનો આ જમાનો છે. ૨
ગણે છે એ સુધારો છે, કુધારાનો વધારો છે;
ઉત્તમતાનો ઉધારો છે, દીવાનો આ જમાનો છે. ૩
ફરે લઇ સુંદરી સાથે, મેલાવી હાથથી હાથે;
મર્દોને શ્વાન સંગાતે, દીવાનો આ જમાનો છે. ૪
કરે નીતિ તણી વાતો, રહે પોતે સદા તાતો;
નથી અન્યાય અટકાતો, દીવાનો આ જમાનો છે. ૫
ધિક્કારે ધર્મના ગ્રંથો, ધિક્કારે પુણ્યના પંથો;
ગમેના સંતનિ ગ્રંથો, દીવાનો આ જમાનો છે. ૬
છતી આંખે ધરે ચસ્મા, ભલે લાગે કદિ વસ્મા;
ન રાખે સંપ આપસમાં, દીવાનો આ જમાનો છે. ૭
નિહાળી પારકી નારી, બને છે દ્રષ્ટી વિકારી;
સદા વૃત્તિ વ્યભિચારી, દીવાનો આ જમાનો છે. ૮
જમાનાને ગમે ખોટું, પ્રપંચે ચીતડું ચોટયું;
દીએ પરદ્રવ્યમાં દોટું, દીવાનો આ જમાનો છે. ૯
છટાથી બોલવું નિત્યે, છટાથી ચાલવું નિત્યે;
છટાથી મહાલવું નિત્યે, દીવાનો આ જમાનો છે. ૧૦

ચકલે ચૌટે શેરીએ, ( ૪ ) ફર્યો બહુ સમશાન;
ઢુંઢયું આખું નગર પણ મળ્યો નહિ ગુણવાન. ૪

દવા લઈ દેહ વટલાવે, વિદેશી વસ્તુ લલચાવે;
વિનય મુનિ વદે ભાવે, દીવાના આ જમાનો છે. ૧૧

—— ૦ ——

## (૪) નર્કના દુઃખનું વર્ણન.

—ગઝલ કવ્વાલી—

અહા શું નર્કના દુઃખો, મળે નહિ લેસ જ્યાં સુખો;
સદાયે વેઠવી ભુખો, અહા શું ? નર્કના દુઃખો. ૧
કુંભીમાં જન્મ જ્યાં થાવે, યમો દોડી તુરત આવે;
સતાવા શસ્ત્રને લાવે, અહા શું ? નર્કના દુઃખો. ૨
બનાવે અગ્નિ તો એવો, સવિતા[1] ઉગતો જેવો;
તેમાં હોમી દીયે દેવો, અહા શું ? નર્કના દુઃખો. ૩
રૂપો લઈ દૈત્યના કાળા, ડરાવે રે કરી ચાળા,
સતાવે મારીને ભાલા, અહા શું ? નર્કના દુઃખો. ૪
સુણાવે છે કર્યાં કર્મ, દીયે દુઃખો બની ગર્મ,
જરી લાવે નહિ શર્મ, અહા શું ? નર્કના દુઃખો. ૫
જુગારી ચોરીને જારી, કર્યાં કુકર્મ તેં ભારી;
દયાના દીલમાં ધારી, ઉઘાડી નર્કની બારી. ૬
અતિ આક્રોશ લાવીને, દીયે દુઃખો ડરાવીને;
પસ્તાવો થાય આવીને, અહા શું ? નર્કના દુઃખો. ૭
તૃષા તેને બહુ જાગે, ઉદક ત્યાં કરગરી માગે;
પગે કરજોડીને લાગે, અહા શું ? નર્કના દુઃખો. ૮

૧ સવિતા=સૂર્ય.

શિશું ઉકાળીને આપે, નિહાળીને હૃદય કાંપે;
પરાણે પ્રાઈ સંતાપે, અહા શું ? નર્કના દુઃખો. ૯
નદી છે વેતૃણી નામે, સુખી થાના પડે તામે;
નહિ શાન્તિ કદી પામે, અહા શું ? નર્કના દુઃખો. ૧૦
કરે ક્રુર કર્મના કામો, જપેના ઈશના નામો;
વદે મુનિ વિનય ભાવે, દુઃખો તે નર્કના પાવે. ૧૧

---

## (૫) પરોણો રે થયો યમનો.

ગઝલ.

મનુષ્યનો જન્મ ના જાણ્યો, ઉપાડયો પાપનો પાણો;
કમાઈ કર્મની ખાણો, પરોણો રે થયો યમનો. ૧
તજી પરલોકની ભીતિ, ધરીના ધર્મની પ્રીતિ;
અનીતિમાં બન્યો ઠતિ, પરોણો રે થયો યમનો. ૨
અખજ ખાધા ખરી ખાંતે, કીધા કુકર્મ એકાંતે;
સહ્યા તેના ફળો પ્રાંતે, પરોણો રે થયો યમનો. ૩
દયાળુને દગા દીધા, પીયાલા દારૂના પીધા;
ભક્ષણ પર માટીના કીધા, પરોણો રે થયો યમનો. ૪
રહ્યો રંગ ભોગમાં રાજી, સદાએ ગર્વમાં ગાજી;
બનીને પાપમાં પાજી, પરોણો રે થયો યમનો. ૫
કપટ મારે લપટ થઈને, ખટક જુલમી ઝપટ દઈને;
કુપંથોમાં નફ્ફટ રહીને, પરોણો રે થયો યમનો. ૬
દયા ના દીલમાં આણી, હણ્યા પંખી પશુ પ્રાણી;

તે પણ આખા નગરમાં, ( ૬ ) ફર્યો બહુ બહુ ઠામ;
નજર કરીને નીરખ્યું, (પણ) મળ્યો ન અવગુણવાન. ૬

---

પીધી ને પાપની ઘાણી, પરોણા રે થયા યમનો. ૭
વ્યભિચારી દુરાચારી, મદીરાની કરી યારી;
અનીતિ ને કરી પ્યારી, પરોણા રે થયા યમનો. ૮
વિનયમુનિ વદે વાણી, કર્યા કુકર્મ રે જાણી;
મજાઓને બહુ માણી, પરોણા રે થયા યમનો. ૯

---

## (૬) હે શ્રાવકો ! તમારો એ ખરો ધર્મ.

—ગઝલ કવ્વાલી—

સુણો સહુ શ્રાવકો ? પ્રીતે, તમારો એ ખરો ધર્મ,
વિચરજો તેહમાં નિત્યે, કપાશે તો સકળ કર્મ. ૧
પ્રભાતે ઉઠીને વહેલા, સ્મરણ નવકારનું કરજો;
ધરમનું ધ્યાન રે ધરજો, તમારો એ ખરો ધર્મ. ૨
જગતના સર્વ જીવોને, જીગરથી જાણજો ભ્રાતા;
પરસ્ત્રીને ગણો માતા, કરો સૌ જીવને શાતા. ૩
બુરૂના તાકરો પરનું, દુઃખદ એ જાણી આખરનું;
હૃદય સદ્‌ભાવથી ભરજો, તમારો એ ખરો ધર્મ. ૪
લંપટ લુચ્ચાઇ ના ધરજો, કપટના કામ ના કરજો;
કદી પર દ્રવ્યના હરજો, તમારો એ ખરો ધર્મ. ૫
દયાળુ દિલના થાજો, અનીતિમાં નહિ જાજો;
અખજ ખાંતે નહિ ખાજો, તમારો એ ખરો ધર્મ. ૬
સદા ઉપાશ્રયે જઇને, કરો વૃત્તો વિમળ થઇને;
હૃદયની દુષ્ટતા હરજો, તમારો એ ખરો ધર્મ. ૭

ગરીબોના ગળા કરવા, ઠગીને દ્રવ્યને હરવા;
ન ધંધા એહવા કરજો, તમારો એ ખરો ધર્મ. ૮
જુગારી ચોરીને જારી, તજી દો દ્રષ્ટીને ખારી;
ઉઘડશે (તો) મોક્ષની બારી, તમારો એ ખરો ધર્મ. ૯
વિનયમુનિ વદે પ્રીતે, ધરી આ ધર્મને નિત્યે;
અચળ ઠામે સુખે ઠરજો, તમારો એ ખરો ધર્મ. ૧૦

—— ० ——

## (૭) વળી પણ શ્રાવકનો ખરો ધર્મ.

( પદ ૨ જું ) ગઝલ કવ્વાલી.

કદી જુઠું નહિ બોલો, કદી જુઠું નહિ તોલો;
પરાયા મર્મના ખોલો, તમારો એ ખરો ધર્મ. ૧
નહિ આ જીવિકા તોડો, ઘરો ના પારકા ફોડો;
જીવન પરમાર્થમાં જોડો, તમારો એ ખરો ધર્મ. ૨
દુ:ખીના દુ:ખડાં દેખી, દયા તેની દીલે ધરજો;
આંસુડા તેહના લુંછી, ગરીબોની દુવા લેજો. ૩
અધિક લે આપવું ઓછું, અહાશું ! પાપએ પોચું;
કદીના કામ તે કરજો, તમારો એ ખરો ધર્મ. ૪
નહિ મોટી ભરો ફાળો, દીનોના ના દીલો બાળો;
પીડાતા પ્રાણીને પાળો, તમારો એ ખરો ધર્મ. ૫
બતાવી માલને સારો, નઠારો દઇ નહિ મારો;
ન બાંધો કર્મનો ભારો, તમારો એ ખરો ધર્મ. ૬
કુશીલના તંતને તોડો, હૃદયના દુર્ગુણો છોડો;

અતિના લોભમાં દોડો, તમારો એ ખરો ધર્મ. ૭
બનીને સ્વાર્થમાં અંધા, કરોનારે અધમ ધંધા;
પુટલ થઇ ના બનો ખંધા, તમારો એ ખરો ધર્મ. ૮
સદા સંતોષને ધરજો, ભલા ભંડારને ભરજો;
દીલે દોષો થકી ડરજો, તમારો એ ખરો ધર્મ. ૯
રૂડા આચાર વિચારો, વસાવો શુદ્ધ વ્યવહારો;
સુબોધે સ્વાત્મ સુધારો, તમારો એ ખરો ધર્મ. ૧૦
વિનય મુનિ વદે પ્રીતે, ધરી આ ધર્મને નિત્યે;
અચળ ઠામે સુખે ઠરજો, તમારો એ ખરો ધર્મ. ૧૧

---

## (૮) પર્યુષણ પર્વના આનંદ મહોત્સવ વિષે.

### ભેરવી ગઝલ.

આવ્યા રૂડા પર્યુષણો, આનંદ મંગળ આજ છે,
શુભ ઉદય જાણો આપણો, આનંદ મંગળ આજ છે. ૧
પર્વો ઘણા છે વર્ષમાં, આનંદ મંગળ આજ છે;
આ પર્વ છે ઉત્કર્ષમાં, આનંદ મંગળ આજ છે. ૨
આ જીંદગી કરજો સફળ, આનંદ મંગળ આજ છે;
પર્યુષણો સેવી સફળ, આનંદ મંગળ આજ છે. ૩
અવસર મળ્યો છે આ ભલો, આનંદ મંગળ આજ છે;
મળવો દુર્લભ છે સાંભળો, આનંદ મંગળ આજ છે. ૪
જંજાળ ઘરની છોડજો, આનંદ મંગળ આજ છે;
શુભ પંથમાં ચિત્ત જોડજો, આનંદ મંગળ આજ છે. ૫

દુર્યોધન જેવા જનો, ( ૯ ) છે બહુ આ જગમાંય;
અર્જુન સમતો વિશ્વમાં; જન વિરલાજ જણાય. ૯

ભગવાનની વાણી સુણો, આનંદ મંગળ આજ છે;
તજજો હૃદયના દુર્ગુણો, આનંદ મંગળ આજ છે. ૬
શુભ ધ્યાન ધરજો ધર્મનું, આનંદ મંગળ આજ છે;
કરજો નિકંદન કર્મનું, આનંદ મંગળ આજ છે. ૭
તપ જપ કરો દો દાનને આનંદ મંગળ આજ છે;
કરશો નહિ અભિમાનને આનંદ મંગળ આજ છે. ૮
આવ્યા પજુસણ ભાગ્યથી, આનંદ મંગળ આજ છે;
જાણોજ પુણ્ય અથાગથી, આનંદ મંગળ આજ છે. ૯
પરમાદ પરનિંદા તજો, આનંદ મંગળ આજ છે,
શણગાર સદ્ગુણના સજો, આનંદ મંગળ આજ છે. ૧૦
મુનિવિનયચંદ્ર ઉમંગથી, આનંદ મંગળ આજ છે;
સેવો પજુસણ રંગથી, આનંદ મંગળ આજ છે. ૧૧

## (૯) બીડીથી થતી ખુવારી વિષે.

ગઝલ.

કલેજું બાળશે બીડી, અતિ સંતાપશે પીડી;
પીઓ મા ભ્રાતરે! બીડી, પીઓ મા ભ્રાતરે! બીડી. ૧
અનાડી કયાં બળી બુદ્ધિ, નથી કાંઇ આવતી શુદ્ધિ;
શરીરની ટાળશે રૂદ્ધી, પીઓ મા ભ્રાતરે! બીડી. ૨
વહાલી સ્વર્ગની સીડી, ગણી તેં તેહવી બીડી;
નક્કી છે નર્કની [1]સીડી, પીઓ મા ભ્રાતરે! બીડી. ૩

૧. સીડી=નિસરણી.

ખુવારી આખરે કરશે, હૃદય ક્ષય રોગથી ભરશે;
ખટકશે જેમરે કીડી, પીઓમા ભ્રાતરે! બીડી. ૪
સદા સદ્ગુણ હરનારી, અતિ દુર્ગુણ કરનારી;
દુઃખદ ભંડાર ભરનારી, પીઓ મા ભ્રાતરે! બીડી. ૫
નથી કંઇ ફાયદો તેમાં, અતિશય દુઃખ છે એમાં;
મુખે ગંધાય છે જેમાં, પીઓ મા ભ્રાતરે! બીડી. ૬
તરૂપ એની બહુ બુરી, સતાવે પાપણી પુરી;
બગાડે શ્વાસને કુડી, પીઓ મા ભ્રાતરે! બીડી. ૭
નહિ વૃત્ત નિમ કરવા દે, ન ધર્મે ધ્યાન ધરવા દે;
કદી ના હામ હરવા દે, પીઓ મા ભ્રાતરે! બીડી. ૮
બીડી વિના કરે ચાળા, સદા તેની ફેરે માળા;
વ્હાલી જેમરે બાળા, પીઓ મા ભ્રાતરે! બીડી. ૯
ફજરમાં જોઇએ વેલી, પીએ સંડાસમાં પેલી;
મતિ થઇ તેહમાં ઘેલી, પીએ મરજાદને મેલી. ૧૦
વિનયમુનિ વદે ભાવે, બીડીના એ ગુણો ગાવે;
છતા ના દીલ સમજાવે, ખતાતો આખરે ખાવે. ૧૧

---

## (૧૦) મરકી દેવી પ્રતે સનમ્ર ઉપાલંભ (ઠપકો)

### ગઝલ કવ્વાલી.

અરે મરકી? અરે મરકી? ગજબ તેંતો કર્યો જગમાં,
ગજબ તારો છપાયો છે. અજબ તારી થપાયો છે! ૧
ખુની તું છે અરે દેવી, ભયંકર રાક્ષસી જેવી,

વધુ દઉં ઉપમા કેવી, અરે મરકી? અરે મરકી? ૨
હણ્યાં તેં કંઇકના પ્રાણો, કરાવી કંઈકને કાણો,
ખુચે છે જેમરે બાણો, અરે મરકી? અરે મરકી? ૩
રંડાવી કંઇકરે બાળા, દેવાયા કંઈકને તાળા,
પડે આંસુજ પરનાળા અરે મરકી? અરે મરકી? ૪
બહુ જુવાનીઆ ઝાલ્યા, તજી ઘર બાર ને ચાલ્યા,
હૃદય પ્રેમતણા બાળ્યા, અરે મરકી? અરે મરકી? ૫
અજબ તારી ગતિ જગમાં, અતિ ખટકે રગો રગમાં,
કર્યા નિરવંશ ઘણા જગમાં, અરે મરકી? અરે મરકી? ૬
હુંજે તારૂં સુણી નામ, તજાવે ગામને કામ,
છુટી જાએ હૃદય હામ, અરે મરકી? અરે મરકી? ૭
ચુટે છે તુ કુણા ફુલો, નિકંદન તું કરે કુળો,
મુકી દે દુઃખનો પુળો, અરે મરકી? અરે મરકી? ૮
કંઇકના માત પિતા રૂવે, કંઇકની નારીઓ રૂવે,
બિચારા આંસુડા લુવે, અરે મરકી? અરે મરકી? ૯
ગરીબડો દેશ આ મારો, ન તેને દુઃખનો આરો,
દયા કરી રોગને વારો, અરે મરકી? અરે મરકી? ૧૦
નયનમાં નીર આવે છે. હૃદયમાં ત્રાસ લાવે છે,
વિના વાંકે સતાવે છે, અરે મરકી? અરે મરકી? ૧૧
ગજબ તું પ્રેમની ગોળી, પલકમાં દેહ દે રોળી.
સર્જનની શું કરે ટોળી, અરે મરકી? અરે મરકી? ૧૨
ઝપટ તારી બહુ બુરી, ભીતિ તારી હૃદય પુરી,
તું દર્શનથી મરે ઝુરી અરે મરકી? અરે મરકી? ૧૩

સંકટ પાપનો બાપ તે. ( ૧૨ ) લોભ કહ્યો જીનરાય,
વર્ણન તેનું સાંભળો, સ્થિર કરી મન વચ કાય. ૧૨

હવે તો કોપ શમાવોને, અહિંથી દૂર સિધાવોને,
હૃદયમા મ્હેર લાવોને, અરે મરકી? અરે મરકી? ૧૪
અરજ માતા સુણો મારી, દયા લાવો દિલે ધારી,
કરો શાંતિ હવે સારી, કૃપા ચાહુ સદા તારી. ૧૫
વિનયમુનિ ગઝલ ગાવે, ધરો સુધર્મને ભાવે,
સુધર્મે કો બચી જાવે, સુધર્મે વિઘ્ન ના આવે. ૧૬

---

## (૧૧) સફળ આ જીંદગી કરવા, પ્રભુને પ્રેમથી સ્મરવા.

### ગઝલ કવ્વાલી.

તજી દઇ પારકી પરવા, પ્રભુને પ્રેમથી સ્મરવા;
ગુણીના ગા ગુણો ગરવા, સફળ આ જીંદગી કરવા. ૧
વિચારી વાકય ઉચ્ચરવા; સદા સદ્‌ગુણ સંચરવા;
કદિ કુપંથ ના ચરવા, સફળ આ જીંદગી કરવા, ૨
અચળ ઠામે સુખે ઠરવા, ભવાબ્ધિ પાર ઉતરવા;
દુઃખીના દુઃખડા હરવા, સફળ આ જીંદગી કરવા. ૩
મળ્યા અંગો સહુ નરવા, ધરમને ધૈર્યથી ધરવા;
ભલા ભંડારને ભરવા, સફળ આ જીંદગી કરવા. ૪
મળ્યો સુજન્મ આ તરવા, ન ધન ભંડારને ભરવા;
સુપંથે વિત્ત વાપરવા સફળ આ જીંદગી કરવા. ૫
સુ વાકયો સંતાન સુણવા, દુઃખદ સહુ દુર્ગુણો હણવા;
ગુણીના સદ્‌ગુણો ગણવા, સફળ આ જીંદગી કરવા. ૬
અઘર ઘાટો નહી ઘડવા, ન કેહવા વાકય તો કડવા;

સુપદ સુવાક્ય સંઘરવા, સફલ આ જીંદગી કરવા. ૭
વિતંડા વાદના વદવા, ન લેવા કોઇની કરવા;
છળેના લોક છેતરવા, સફળ આ જીંદગી કરવા. ૮
કઠીન કૃતકર્મ નીર્જરવા, સુભાવે સુવ્રતો ધરવા;
વિનયમુનિ સુપદ વરવા, સફલ આ જીંદગી કરવા. ૯

---

## (૧૨) કુદરતનો અચળ કાયદો.

ગઝલ કવ્વાલી.

અરે કુદરત! અરે કુદરત! અચળ છે કાયદો તારો;
નહિ તું વાયદો આપે, ન છેડે ફાયદો આપે. ૧
અકળ છે હા કળા તારી, કરે શું યત્ન નરનારી;
કરે ના કોઇની યારી, ન ચાલે ત્યાં મતિ ભારી. ૨
બનાવે રંકને રાજા, ક્ષણીકમાં તું કરે તાજા;
ક્ષણિકમાં દુઃખ દે ઝાઝા, મુકાવે ધર્મની માઝા. ૩
ક્ષણીકમાં તું હસાવે છે, ક્ષણીકમાં રોવરાવે છે.
કુફંદે તું ફસાવે છે, સુખોમાં તું વસાવે છે. ૪
ભણેલાને ભુલાવે છે, નિડરને તું ડુલાવે છે,
ક્ષણીકમાં તું ફુલાવે છે, ક્ષણીકમાં તું ઝુલાવે છે. ૫
ન વદવાનું વદાવે છે, ન કરવાનું કરાવે છે;
કુપંથે તું કુદાવે છે, અઘટ ઘાટો ઘડાવે છે. ૬
ન ચાલે જોર ત્યાં તનનું, ન ચાલે જોર ત્યાં ધનનું
દીવાની તું દીસે કુદરત, અરે કુદરત! અરે કુદરત! ૭

ન પોંચે કો તને કુદરત? અહાહા! શી બની કુદરત?
ગણે ના કોઇને કુદરત, અકળ તું છે અરે કુદરત! ૮
ઉજડ તું તો કરે ક્ષણમાં, અજડ તું તો કરે ક્ષણમાં;
સજડ તું તો કરે ક્ષણમાં, અહા કુદરત! અહા કુદરત! ૯
થવા દે ધાર્યું ના મનનું, થવા દે ધાર્યું ના તનનું;
અરે તું ચાલકી કુદરત! અરે કુદરત! અરે કુદરત? ૧૦
કુદરતનો કાયદો ન્યારો, અતિ આશ્ચર્ય કરનારો;
કદિ ના ઢીલ કરનારો, સ્વદષ્ટિએ વિચરનારો. ૧૧
કુદરતને કો નહિ જીતે, કહું છું સાંભળો પ્રીતે;
વિનયમુનિ વદે હિતે, સુધર્મે ધ્યાન દો નિત્યે. ૧૨

— ० —

## (૧૩) દુનિયા દોરંગી છે તેને કોઇ જીતી શકતું નથી.

ગઝલ કવ્વાલી.

અરે દુનિયા! અરે દુનિયા! તેને કોઈ નહિ જીતે;
દીવાની તું દીસે દુનિયા, અરે દુનિયા! અરે દુનિયા! ૧
કદિ ગાંડો ગણે દુનિયા, કદિ ડાહ્યો ગણે દુનિયા;
વિવિધ વાણી વદે દુનિયા, દીસે દોરંગીરે દુનિયા. ૨
કરે નિંદા ક્ષણીકમાં તે, કરે સ્તુતિ ક્ષણીકમાં તે;
ન પોંચે કો તને દુનિયા; અરે દુનિયા! અરે દુનિયા! ૩
બહુ જો બોલને બોલે, ગણે તો વાચાળ તોલે;
અતિ ઓછું કદિ બોલે, કપટ વાળો કહી છોલે. ૪
અતિ જો ધર્મને ધારે, ગણે છે દુનિયા ઢોંગી

લોભે લાંચ લીએ વળી, (૧૫) લોભે જુલમ કરાય;
લોભે લજ્જાને તજી, લાલચમાં લપટાય. ૧૫

---

દીસે છે ઉલટી રીતે, અરે દુનિયા! અરે દુનિયા? ૫
ગણી ગાંઠે નહિ બાંધો, અરે! દુનિયા તણા વાક્યો;
સુપંથે પ્રેમથી ચાલો, હૃદયમાં રાખીને હિંમત. ૬
કદિ જો સત્યથી ચાલે, કરે હાંસી ખરે દુનિયા;
કહી ધાર્યું ખરુ છે દુનિયા ઉભયથી દુઃખ દે દુનિયા. ૭
વદે મુનિ વિનય ભાવે, ન દુનિયા કોઇની થાવે;
હૃદયને રાખજો મજબુત, મરૂતો[1] જેહવાં રજપુત. ૮

—— ૦ ——

## (૧૪) ઉપદેશી અંતરલાપિકા.

### ભૈરવી ગઝલ.

મતિ માનસહુ સુણજો સુબોધ સુણી હૃદય અવધારજો,
હારી ન જાશો જન્મ આ અજ્ઞાનમાં નિરધારજો. ૧
રાજા ગયા નિજ રાજ મેલી વાત એ ન વિસારજો,
જગમા નથી કો અચલ એમ વિચારી આત્મ સુધારજો. ૨
શ્રીસદ્ગુરૂના સંગથી સુમતિ હૃદયમા ધારજો,
હઠતા તજો રૂજુતા ભજો નિજ આત્મતત્વ વિચારજો. ૩
રક્ષણ કરો સહુ જીવનું વળી ભાવના શુભ ભાવજો,
ખળ સંગ અંગ નિવારજો સત્સંગ રંગ જમારજો. ૪
ચંડાળ મન્યુ[2] માન માયા મોહમદ નિવારજો,
દઈ દાન દીન અનાથને પરમાર્થને ઉર ધારજો. ૫
જીવન મળ્યું આ શ્રેષ્ઠ માનવનું ખરેખર જાણજો,

---

૧. મરૂ=મારવાડ ૨ મન્યુ=ક્રોધ.

લોભે લંપટતા ધરે, (૧૬) પર–રમણી વશ થાય;
લોભે ધન ભંડારને, ભરવા મન ઉભરાય. ૧૬

---

સ્વાર્થાંધ થઇ પરદુઃખ દેવા તંતને ના તાણજો. ૬
મિજમાન બે દીનના શાહુ છે સત્ય કેવળ માનજો,
નેહે પ્રભુ ભજજો અને તજજો હૃદય અભિમાનજો. ૭
હું મારૂં કેવલ દુઃખ કરનાર ખરે પિછાણજો,
નક્કી નદીના નીર જેવી લક્ષ્મી ચંચળ જાણજો. ૮
મુકી જવું છે આખરે મમતા અતિના આણજો,
છુટી જવા ભવ દુઃખથી મુનિવિનય ધર્મ પ્રમાણજો. ૯

— o —

## (૧૫) સુખી કયાંથી કહો થાય ?

—ગઝલ કવ્વાલી—

કરે કામો સદા અવળા, વિચારો ના મળે સવળા;
બને પાપો વિષે પ્રબળા, સુખી કયાંથી કહો થાય ? ૧
નિસાસા રાંકના લીધા, ગરીબના રે ગળાં કીધાં,
દયાળુ ને દગા દીધા, સુખી કયાંથી કહો થાય ? ૨
કદિ પરમાર્થ ના કીધા, પીઆલા પાપના પીધા;
જરાના મનથી બીધા, સુખી કયાંથી કહો થાય ? ૩
જીભેથી તો જપે રામ, રમે દીલ ચામને દામ;
કપટના રે કરે કામ, સુખી કયાંથી કહો થાય ? ૪
તજી સુપંથને સીધા, કુપંથો હર્ષથી લીધા,
અદત્તાદાના ધનો લીધા, સુખી કયાંથી કહો થાય ? ૫
કરીના સંતની સેવા, ભજ્યા ના દેવના દેવા;
રહ્યાના નીચ રે હેવા, સુખી કયાંથી કહો થાય ? ૬

પરાઈ થાપણો રાખી, ઉપરથી તો ભલું ભાખી;
સદા જુઠી ભરી શાખી, સુખી ક્યાંથી કહો થાય? ૭
પરધન પરદારમાં પ્રીતિ, નથી પરલોકની ભીતિ;
ધરી છે ઉલટી રીતિ, સુખી ક્યાંથી કહો થાય? ૮
ન ક્રણી ઝેરીણી જાય, ભલુંના કોઈનું થાય;
વદે વિનય મુનિરાય, સુખી ક્યાંથી કહો થાય? ૯

## (૧૬) હીંમત રાખવા વિષે.

ગઝલ કવ્વાલી.

કદી આવી પડે કષ્ટો, હૃદયમાં રાખજો હીંમત,
મદદમાં આવશે હીંમત, નથી હીંમતની કીંમત. ૧
નહિ દિલમાં જરી ડરવું, હીંમત રાખીજ વિચરવું;
સુપંથે ચિત્તને ધરવું, સદા આનંદમાં ફરવું. ૨
અહા! દઉં ઉપમા કેવી? ખરે હીંમત છે દેવી;
દવા સંજીવની જેવી, અહા! હીંમત છે એવી. ૩
કદી સારૂં વદે લોકો, નઠારૂં કો વદે લોકો,
સુપંથે વિચરી વ્હાલા, હૃદયમાં રાખજો હીંમત. ૪
હૃદયમાં ધૈર્યને ધારો, હીંમતથી કાર્ય સુધારો;
કરી પુરૂષાર્થને સારો, ભીરૂતાને[1] દુરે વારો; ૫
રૂદનથી દુઃખ ના જાય, રૂદનથી સુખ ના થાય;
સહુદ્યોગે સુખી થાય, હીંમત ધારો હૃદયમાંય. ૬
હીંમતથી સંકટો જાશે, હીંમતથી સુખ સૌ થાશે;

૧. ભીરૂતા=બીકણપણું.

લોભે લોભ વધે ઘણો, (૧૮) લોભે બાંધે સ્નેહ;
લોભે આસ જનો વિષે, ધરે દ્વેષ તજે નેહ. ૧૮

---

સદા આનંદ વરતાશે, ગુણો સૌ તેહના ગાશે. ૭
કરે નિંદા કદિ તો શું, કરે સ્તુતિ કદી તો શું;
હૃદયમાં રાખીને હીંમત, સદા આનંદમાં રહેવું. ૮
વદે મુનિ વિનય ભાવે, હીંમતને તોલ કો નાવે;
હીંમત હારી નહિ જાવે, નરો તે સુખને પાવે. ૯

## (૧૭) જૈન જોગીનું ચારિત્ર (વર્તન રીતિ)*

ગઝલ કવ્વાલી.

અમેતો જૈનના જોગી, અમારે દ્રવ્યના કલ્પે;
કદાપિ ના અમે સુઈએ, ગૃદુ[1] રૂ રેશમી તળપે[2]. ૧
અમારે કાજ કીધેલું, જમણ એવું નહિ જમીએ;
ન ગાડી વાહને બેસી, કદિ મુસાફરી કરીએ. ૨
નહિ કુવા તળાવોનું, અમે પાણી નહિ લઈએ;
તમારા કામને માટે, ઉકાળેલું સદા ગ્રહીએ. ૩
વિવિધ ધાતુ તણા ઠામો, અમારે ના કદિ ખપશે;
ઉમંગે કાષ્ટના પાત્રો, વિષે ભિક્ષા ગ્રહી જમશે. ૪
વિવિધ જાતી તણાં ખેલો, ન ચાહીને જશે જોવા;
નહિ દ્રહ કે સરોવરમાં, ન વસ્ત્રો બેશશે ધોવા. ૫

---

* ફુટનોટ—સિદ્ધપુર મુકામે આ લખનાર મુનિને કોઇ કારણસર સ્ટેશન માર્ગે જતાં કોઇ માસ્તરે એક રૂપા નાણાની ભેટ આપતાં કહ્યું કે મહારાજ ? આનું આપ કોઈ દુધપેંડા કે બરફી વિગેરે જે જોઇએ તે લઈ વાપરજો હું આપને સહર્ષ અર્પણ કરૂં છું. તે સાંભળી જવાબમાં આ મુનિએ કહ્યું કે ભાઈ? ઘણીજ ખુશીની વાત છે. પણ

લોભે ઝગડાઓ કરે, (૧૯) લોભે દેવે આળ;
લોભે ચાડી ચુગલી, લોભે લાવે કાળ. ૧૯

---

જરીફ યુવાન કે બાળા, ન નારીને કદી અડશે;
નહિ તે હાથમાં ગ્રહશે, કંઈ વસ્તુ કદિ જડશે. ૬
કદી ટાઢી કદી ઉની, કદી કોઇ લુખી દેશે;
ગમે તેવી મળે ભિક્ષા, ઉમંગેથી જમી લેશે. ૭
કદિ વંદો કદિ નિંદો, કદી કોઈ કહો ગંદો;
કદિ સાહેબનો બંદો, કહો કોઈ કદી ખંધો. ૮
ઉભય સંભાવના વાળી, સદા સુવૃત્તિ છે શાળી;
વિષયની વાસના બાળી, રહે નીજ ધર્મ સંભાળી,૯
નિસામાં અન્ન કે પાણી, કદી ના નાખશે મુખમાં;
સદા સંતોષ ધારીને, રહેશે સુખને દુઃખમાં. ૧૦
અમારા જૈન જોગીની, કઠણ છે એહવી રીતિ;
વિનય મુનિ વદે ભાવે, સુણી પામે પ્રવર પ્રીતિ. ૧૧

---

---

અમારે દ્રવ્ય કામ ન આવે અમારા જૈન જોગીઓની રીત જુદીજ છે. ત્યારે તે માસ્તરે સનમ્ર કહ્યું કે માફ કરજો મહારાજ? આપના રીતરિવાજોથી હું અજ્ઞાન છું આપના જૈન જોગીઓની રીત કેવી છે તે કૃપા કરી સમજાવશો તો ઉપકાર થશે ત્યારે ઉત્તરમાં કહ્યું કે હા સાંભળો જૈન જોગીઓનું વર્તન.

લોભે પરનિંદા કરે, (૨૦) કાઢે દોષ અપાર;
લોભે અધર્મમાં રતિ, ધરે હૃદય મોઝાર. ૨૦

## (૧૮) સતિ કલાવતિના સત્ય પ્રભાવે સંકટ મુકત થયા પછી તેના પતિ સંખ રાજાએ ઘણી દીલગીરી પૂર્વક કહેલા નમ્ર વચનો.

ગઝલ કવ્વાલી.

ભુલીજા તું ભુલીજા તું, હવે સૌતે ભુલીજા તું;
કદી દીલ હોય ઉભરાતું, ભુલીજા તું ભુલીજાતું. ૧
કીધો અનર્થ મેં ભારી, દયા ના દીલમાં ધારી,
ધિક્કારી અજ્ઞતા મારી, ભુલીજા તું ભુલીજા તું. ૨
સતિ હું શુદ્ધ શાણી છું, હૃદય સદ્‌ગુણ ખાણી છું;
પ્રવર પંક્તિ મુકાણી છું ભુલીજા તું ભુલીજા તું. ૩
સુકોમળ હસ્તને કાપી, દયા ના દીલમાં વ્યાપી;
ક્ષમા તે પાપની આપી, ભુલીજા તું. ભુલીજા તું. ૪
ન ભુલાતુ ભુલી દે તું, ન મુકાતું મુકી દે તું;
કહેવું હોય તે કે તું. ભુલીજા તું ભુલીજા તું. ૫
સપત્નિમાં[૫] ભ્રમાઇને, વ્યલીક[૬] વાકયે ઠગાઇને;
અતિ મેં દુઃખડાં દીધાં, ભુલીજા તું ભુલીજા તું. ૬
દીલે વિચાર ના કીધો. દયાળુને દગો દીધો;
નરકનો માર્ગ મેં લીધો, ભુલીજા તું ભુલીજા તું. ૭
વિના વાંકે તું સંતાપી, બન્યો પાપી બન્યો પાપી,
સતિની છાપ તેં છાપી. ભુલીજા તું ભુલીજા તું. ૮

---

૧ મૃદુ=સુકોમળ ૨ વધ્ય=તળાઈ, ગાદલું. ૩ નિશામાં=રાત્રીમાં ૪ પ્રવર=ઉત્તમજન, ૫ સપત્નિ=શોક. ૬ વ્યલીક=જુઠું.

નયનમાં નીર આવે છે, ભ્રમણુમાં મન ભમાવે છે;
અતિ અફસોસ થાવે છે, ભુલીજા તું ભુલીજા તું. ૯
અહા! તું શુદ્ધ છે દેવી, સતિ શાસ્ત્રે કહી જેવી;
અધિક દઉ ઉપમાં કેવી, ભુલીજા તું ભુલીજા તું. ૧૦
અપરાધી હું થયો પાકો, ન દેતા કષ્ટરે થાકયો;
સકળ તે માહારા વાંકો, ભુલીજા તું ભુલીજા તું. ૧૧
સજા માગું ક્ષમા માગું, કૃપા માગું દયા માગું;
સકળ દે પાપની માફી, ભુલીજા તું ભુલીજા તું. ૧૨
કહેતા શર્મરે આવે, વિનયમુનિ વદે ભાવે;
કહું છું દીનતા દાવે, ભુલીજા તું ભુલીજા તું. ૧૩

## (૧૯) ઉપરના વચનો સુણી સતિશ્રી કલાવતી પોતાના પતિ પ્રત્યે સનમ્ર બોલ્યા.

### ગઝલ કવ્વાલી.

પતિ હે? પ્રાણના પ્યારા, ભુલી ગઇછું ભુલી ગઇછું;
ઉરે ભાવી ગણી લઉછું, ભુલી ગઇછું ભુલી ગઇછું. ૧
ન તેમાં આપનો વાંક, કરે છે કર્મ તો શંક;
કરી દે કાંકનું કાંક, ભુલી ગઇછું ભુલી ગઇછું. ૨
કરમનો વાંક હું કહું છું, દઇવને દોષ તો દઉં છું;
દીલે દીલગીર તો થઉછુ, ભુલી ગઇછું ભુલી ગઇછું. ૩
અહા? શા કર્મના ખેલો, કરે છે જીવને ઘેલો;
કરે ક્ષણમાં અતિ મેલો, ધકેલે ભ્રાંતિનો રેલો. ૪

સત્ય દેવ ગુરૂ ધર્મની, (૨૨) લોભે શ્રદ્ધા તજાય;
એ કારણથી લોભને, પાપ બાપ કહાય. ૨૨

ભિખારી તે કરે ક્ષણમાં, બનાવે ભૂપતિ ક્ષણમાં
રૂળાવે તે ક્ષણે રણમાં, ગણાવે તે (ક્ષણે)ગુણી ગણમાં. ૫
હશે હા ? પૂર્વના મારા, કઠીન એ કર્મના ભારા;
હૃદયને દ્રોહ દેનારા, ઉદ આવ્યા અહીં પ્યારા. ૬
કરેલા કર્મના છાડે, ગમે ત્યાં જઈ ભલે દોડે;
વિચારો ચિત્તના તોડે, અઘટ ઘાટે અરે જોડે. ૭
ક્ષણીકમાં રંગમાં ભંગ, કરે તે ભંગમાં રંગ;
અકળ છે કર્મના ભંગ, ક્ષણીકમાં તે કરે જંગ. ૮
લખેલા લેખ ના ટળશે, કરેલા કૃત્ય ઉકલશે;
ફળો વાવેલ તે ફળશે, કર્યેથી યત્ન શું વળશે. ૯
ધરમનો આશરો લેવો, મિટે સહુ કર્મનો એવો;
વિનય મુનિ સુપંથ સેવો, મળે તો મુક્તિનો મેવો. ૧૦

## (૨૦) દશા બદલાય છે ત્યારે બધું બદલાય છે.

—ગઝલ કવ્વાલી—

દશા બદલાય છે જ્યારે, બધું બદલાય છે ત્યારે;
ન ધાર્યું ચિત્તનું થાય, વિચાર્યું તે ઉડી જાય. ૧
હતા જે પ્રાણથી પ્યારા, થયા તે આખરે ન્યારા;
પિતા સુત ભ્રાત કે દારા, દશા પલટે થશે ખારા. ૨
સગા તે શત્રુ સમ થાશે, દીવસ જ્યારેજ બદલાશે;
બધું ખાવા અરે ધાશે, વિષમ જ્યાં વાયરો વાશે. ૩
કર્યા ઉપકાર ના ગણશે, સહજમાં ચિત્તને હણશે;
છળેથી છિદ્રને છણશે, દુઃખોની ખાણને ખણશે. ૪

સમયની છે બલીહારી, નથી બળવંત નરનારી;
ભુલાવે ભૂપને ભારી, કરાવે તેહ લાચારી. ૫
દશાના ઢંગ છે એવા, તરંગો પાણીના જેવા;
વધુ હું, રે ! કહું કેવા ? કરાવે નીચની સેવા. ૬
વહાલા તે બને વેરી, મતિ થઇ જાય રે ઝેરી;
દુ:ખો આવી લહે ઘેરી, ન થાયે આપણી ભેરી. ૭
ભુલાવે ભાન તે રંડા, ચળાવે ચિત્ત યા મુંડા;
કરાવે કામ તે ભુંડા, મચાવે તે ક્ષણે ફુંડા. ૮
ગણાયે આપ[1] અંતરના, વ્હાલા જે નિરંતરના;
જશે નાશી દિગંતરમાં,[2] ન રેશે હિત અંતરમાં. ૯
વિનય મુનિ વંદે ભાવે, દશાના રંગ એ ગાવે;
દશા જ્યારે વિષમ થાવે, સગે તે પાસકો નાવે. ૧૦

## (૨૧) અતિ જંજાળી શેઠને એક મહાત્માએ લગાવેલો જ્ઞાન ફટકો.*

—ગઝલ કવ્વાલી—

અરે ઓ શેઠ જંજાળી ? રહ્યો શું મોહમાં માલી;
ન જોયું આપ નિહાળી, રહ્યો જડ ભાવને ઝાલી. ૧

૧ આપ=પોતાના. ૨ દિગંતરમાં=અન્ય દિશાઓમાં.

* આ ગઝલનો ઉત્તર શેઠે અતિ ઉદ્ધતાઇ ભર્યો આપ્યો છે. તે કવિતા આ મુનિકૃત શ્રી વૈરાગ્ય શતક ઉત્તરાર્ધ-ભાગ ૨ જામાં પૃષ્ઠ ૩૮૧ માં છપાએલો છે તો સુજ્ઞ જનોએ ત્યાંથી વાંચી લેવો.

એવાં પાપ અનેકને  લોભ દિએ અવતાર;
ભવ ભ્રમણમાં આત્મતે, ભટકાવે નિરધાર. ૨૪

---

કંઈ કર હિત સંભાળી, પકડને પુન્યની ડાળી;
કરી માયાજ તેં વહાલી, ગુમાવી જીંદગી ખાલી. ૨
વરસ આ સાઠ તો વિત્યા, ન ગાઇ ધર્મની ગીતા;
કરી ના આત્મની ચિંતા, પકડશે કાળ ઓચિંતા. ૩
ભમાયા ભ્રાંતિમાં ભુલી, ફસામાં ફંદમાં ફુલી;
હૃદયની ચક્ષુ કર ખુલી, મગજ મૂકી ન આ શુલી. ૪
મળી આ દેહ બહુ મુલી, ગયો દેવા વિષે ડુલી;
પકડી (તે) પાપની પુળી, કનક મુકો ધમે ધુળી. ૫
મુસાફર બે દિવસનો તું, મુસાફરી બંગલે આવ્યો;
નથી આ બંગલો તારો, વૃથા તું બોલમા મારો. ૬
કહુંછું પ્રેમથી વ્હાલા ! હવે લે હાથમાં માળા,
ઉપાધિના તજી જાળાં, હૃદયના ખોલને તાળાં. ૭
ઉમર આ રાખમાં રોળી, ન જોયું ચિત્તમાં ખોળી,
ગળી તેં ગર્વની ગોળી, ઉદ્ગમાં જીંદગી બોળી. ૮
નથી ઘરબાર આ તારા, નથી સુત દ્રવ્ય કે દારા;
ધરીલે ધર્મના ધારા, કહ્યું તું માનીલે મારા ! ૯
હવે લે ચિત્તમાં ચેતી, ધરમની ખેડને ખેતી;
શીખામણ હું કહું કેતી, વૃથા તું પીલમાં રેતી. ૧૦
વિનય મુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે;
સુબોધે સત સમજાવે, સમય આવો ફરી નાવે. ૧૧

---

માટે એવા લાભને. (૨૫) તજો ભજો કિરતાર;
વિનય મુનિ ભાવે વદે, તો પામો ભવપાર. ૨૫

## (૨૨) બે મીત્રોના અન્યો અન્ય ગાઢ પ્રીતિના ઉદ્ગારો.

ગઝલ કવ્વાલી.

અમારૂં તે તમારૂં છે, તમારૂં તે અમારૂં છે;
અમારા ને તમારામાં, નથી જુદાઇની રીતિ. ૧
ઉદકમા મત્સ્યના જેવી, સદા લાગી રહી પ્રીતિ;
અધિકી તેહથી પ્રીતિ, અમારીને તમારી છે. ૨
અમારા હાડ ને ચામ, તમારા જેહવા જાણો;
અમારા ને તમારામં, ન અંતર લેશને આણો. ૩
ભલે હો દેહ આ જુદા, હૃદય છે એક હા નિશ્ચે;
તમારા સુખને દુઃખમાં, અમારો જાણજો હિસ્સો. ૪
તમારા પ્રેમને માટે, અમારા પ્રાણ આપીશું;
સહિને સંકટો ભારે, તમારા કષ્ટ કાપીશું. ૫
જીગર છે એક જ્યાં જેનું, સકળ છે એક ત્યાં તેનું;
અભેદી જોડલું બેનું, અમારૂં ને તમારૂં છે. ૬
અમારા પ્રેમની દોરી, અરે કોઇ નહિ તોડો;
ફસાવી ફંદમાં ફેલી, અમારો ફાળ ના ફોડો. ૭
અમારે સ્વર્ગ ।। સુખો, નથી જોતાં અરે ભાઇ !
અમે તો સ્વ ।નું સાચું, ગણ્યું આ પ્રેમનું સુખ. ૮
લક્ષ્મણને રામનો જુઓ, અહાહા ! પ્રેમ તો કેવો ?
અમારો પ્રેમ છે તેવો, વિનય મુનિ સદા કેજો. ૯

તોટક છંદ.

વિસરાતુ નથી, રે ભુલાતુ નથી;
ક્ષણ હેત તમારૂં તજાતું નથી.

ન તજીશ કદી, ન ભુલીશ કદી;
ન સુકાઈ જશે, કદી સ્નેહ નદી. ૧

દોહરા.

તુમ વિયોગે વેદના, થાય બહુ હમેશ;
ખાન પાન ભાવે નહિ, ગમે નહિ લવલેશ. ૧
નિંદન આવે નયનમા, રહે હૃદય ઉદાસ;
રહું નિત્ય તુમ નામને, મળવાની અતિ આશ. ૨
વિરહે જે દુઃખ થાય છે, તે મન જાણે એક;
ચેન પડે નહિ ચિત્તમા, ચિંતા થાય અનેક. ૩
એકવાર આવો અહિં, એવો છે અભિલાષ;
વાત લક્ષમા આ લહો, કહુ આગ્રહ કરી ખાસ. ૪

---

## (૨૩) હે ભાઇ? હવે તો કાંઇ હિત શીખામણ માન અને ફેરો સફળ કર.

ગઝલ કવ્વાલી.

સુણી લે શીખ આ રૂડી, ગ્રહીલે ધર્મની સુડી;
ખતા ખાઇશ ના જાણી, સમજ પ્રાણી! સમજ પ્રાણી. ૧
ફરી આ ગોળને અળગો, ખરે શું ખોળને વળગ્યો;
કહણ એ કર્મની કાણી, સમજ પ્રાણી? સમજ પ્રાણી? ૨
જશે જઈ ખાખ આ કાયા, ન આવે સંગ સુત જાયા;
ન રહેશે કાંઈ એંધાણી, સમજ પ્રાણી? સમજ પ્રાણી? ૩

વ્હાલા ! થા જરી રાહ્યો, શું ભ્રમમા ભ્રાત ? ભરમાયો;
વલોવે શું વૃથા પાણી, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ? ૪
હઠીલાઈ તણી હોળી, ગજબ એ ગર્વની ગોળી;
થવા દે ના મતિ શાણી, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ? ૫
હતો તું એકદા એવો, ભિખારી હાલના જેવો;
ગુમાની થઈશ ના જાણી, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ? ૬
ગરીબને આશરો દેજે, દુવા તુ દીનની લેજે;
સુખદ એ પથ ઉર આણી, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ? ૭
ભલો થઈ લે ભલાઈને, હું પદ હોળી તજી દેને;
વિનય મુનિ વદે વાણી, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ? ૮

---

## (૨૪) હે વ્હાલા આત્મા ? હવે તો કાંઇ સમજ અને સન્માર્ગ ગામી થા.

—ગઝલ કવ્વાલી—

પલકમાં પ્રાણ તો જાશે, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ?
હતું નોતું થઈ જાશે, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ? ૧
પ્રપોટો પાણીનો જેવો, ખલકનો ખેલ છે તેવો;
કદર લે જન્મની જાણી, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ? ૨
હતા હાથી ઘણા ઘોડા, કનકના પહેરતા તોડા;
ગયા રાજા અને રાણી, સમજ પ્રાણી ? સમજ પ્રાણી ? ૩
કરી પરમાર્થના કામ, ભજી લે ભાવથી રામ;
મમતની છોડને ઘાણી, સમજ પ્રાણી ! સમજ પ્રાણી ? ૪

ગણે તું જેહને મારા, થશે તે અંતમાં ન્યારા;
મરે શું તંતને તાણી, સમજ પ્રાણી? સમજ પ્રાણી? ૫
કનકમાં પ્રીતડી તોડી, કથીરમાં શું રહ્યા દોડી;
મતિ તુંજ કેમ ભરમાણી, સમજ પ્રાણી? સમજ પ્રાણી? ૬
સમય આ સાંપડયો સારો, હીરો શું હાથથી હારો;
સુણી લે સંતની વાણી, સમજ પ્રાણી? સમજ પ્રાણી? ૭
ચણી લે મોતીનો ચારો, વિષયનો ચુંથમાં ગારો;
વ્હાલા હંસ! લે માની, સમજ પ્રાણી? સમજ પ્રાણી? ૮
સગાઈ સંતની કરજે, સુખે સંસારને તરજે;
વિનય મુનિ વદે વાણી, સમજ પ્રાણી? સમજ પ્રાણી? ૯

—o—

## (૨૫) હે વ્હાલા આત્મા! હવે તો કંઈ વિચાર કર અને સન્માર્ગ ગામી થા.

—ધન્યાશ્રી-ગઝલ—

વિચાર કર વ્હાલા? હૃદયમાં વિચાર કર વ્હાલા? એ ટેક.
ઠાઠમાઠમાં શું રે ઠગાયો, મેલ વૃથા ચાળા; હૃદયમાં.
અમૃત રસને તજી પીએ શું, ઝેર તણા પ્યાલા. ૧
સુણી થવાને ગુણવંતોની, ગણને ગુણમાળા;
સંત પુરૂષનો સંગ કરીને, ખોલ હૃદય તાળા. ૨
ચણોઠીમાં શું લલચાયો, પકડ પરવાળા;
ભોગ સકળને જાણ ખરે તું, ભય તણા ભાલા. ૩

જન્મ ધરી આ જગતમાં, (૨૯) શું મેળવીઓ સાર;
નિર્મળ મનના ભાવથી, કરજો તેહ વિચાર. ૨૯

ચેતન પ્યારા હંસ બનીને, કામ ન કર કાળા;
ક્ષણભંગુર આ સર્વ જગત છે, ગયા વૃદ્ધ બાળા. ૪
અજ્ઞ પણામાં શું અથડાસો, ઘાટ ન ઘડ ઠાલા;
પ્રેમ તણો આ પંથ વિકટ છે, વિષય વિષ જવાળા, ૫
સંભાળી લે તું ઘર તારૂં, તજ જગત જાળા.
વિનય મુનિનીજ મંદીર આવો, ટળશે દુઃખડાળાં. ૬

## (૨૬) મનવા ! હવે તો અભિમાન મૂકી દે ભાઇ ? ? ?

—ધન્યાશ્રી—ગઝલ—

મુક હવે અભિમાન મનવા ? મૂક હવે અભિમાન. ટેક.
ભાવ ધરીને વિનય વરીને, ભજ ભલા ભગવાન; મનવા.
સાધન સઘળા શુભ મળ્યા છે, હવે ન બન નાદાન. ૧
કર સફળ કર પ્રેમ ધરીને, દઈ સુપાત્રે સુદાન;
દયા દીનતા દીલ ધરી લે, સુખનું એજ નીદાન. ૨
મિથ્યા ભ્રમમાં શું ભરમાયો, ભૂલ્યો ભવનું ભાન;
તન ધન યોવન કુંટુંબ કબીલો, તજી જવું અવશાન. ૩
ગયા અનંતા તજી જગતને, ન મળે નામ નિશાન;
કૈકની ખાખ થઇ છે તુજ નજરે, જો જઇને સમશાન. ૪
મોહમાયામાં મુઢ પણે તું, કેમ બન્યો મસ્તાન;
સંતતણા સુકોમળ વચનો, ધર્યાં નહિ તેં કાન. ૫
વિષય સંગમાં રંગ ઉમંગમાં, બની રહ્યો ગુલતાન;
ચેત ચતુર થઈ ચેતન વ્હાલા ? આગળ છે તોફાન. ૬
વીર થવાને વીર પ્રભુનું, શરણ લે સુખ ખાણ.
વિનયમુનિ તક ઉત્તમ આવી, ફરી ન મળશે માન. ૭

માત તાત ભ્રાતા શહુ, (૩૦) સ્વપ્ન તણો સંગાત.
અંતે જાવુ જીવને (એકલા) પુન્ય પાપ લે સાથ. ૩૦

## (૨૭) હે મનવા! હવે તો જરા જંજાળ ઓછી કરી નીરંજનનું ધ્યાન ધર???

—ધન્યાશ્રી ગઝલ—

ધર નિરંજન ધ્યાન મનવા? ધર નિરંજન ધ્યાન. ટેક.
તરવાની આ તક મળી છે, તજ હવે તોફાન. મનવા.
મોહ મમતમાં રમત ગમતમાં, ભુલ્યો–ભવનું ભાન. ૧
હાર્યો હઠમાં હાય હરામી, હાથે હુવો હેરાન;
બોર ખાવા શું બેઠોરે મુરખ? મૂકી મહા મિષ્ટાન. ૨
ગર્ભતણા દુઃખ ભૂલી ગયો શું, ગાંડા ન કર ગુમાન;
ગંગા જળને તજી કરે શું? ખાળ કુવામા સ્નાન. ૩
આરે જગતમા કો નથી તારૂં, ભાવે ભજ ભગવાન;
વિનયમુનિ આ શીખ સુણીલે, સમજીને બસ સાન. ૪

—— o ——

## (૨૮) ઉન્મત્ત મનવાને ઉપાલંભ. (ઠપકો)

ગઝલ કવ્વાલી.

અરે ઓ પાપીરે મનવા? ઘડી તું ઈશ ભજવા દે;
જરા ઉપાધ તજવા દે, સુખદ સાચું સમજવા દે. ૧
કંઈ સુકૃત્ય કરવા દે, સુઠામે ઠીક ઠરવા દે;
સદાચારે વિચરવા દે, ધરમનું ધ્યાન ધરવા દે. ૨
સદા ચાલે અરે આડો, બન્યો મસ્તાન જ્યું પાડો;
છતી આંખે બન્યો બાડો, થયો પાપો વિષે જાડો. ૩

જન્મ થકી હર્ષજ વધે, (૩૧) મરણે દુઃખ અપાર;
તે કારણ સંસારને, જ્ઞાની કે ધિક્કાર. ૩૧

ઘડું જ્યાં ધર્મનું ધ્યાન, નડે ત્યાં આવી નાદાન;
ભુલાવે ભ્રાંતિમાં ભાન, ફરે થઇ નિત્ય મસ્તાન. ૪
હવે કંઇ હિત સમજવા દે, પ્રભુના જાપ જપવા દે,
કરેલા કર્મ ખપવા દે, સુખે સંસાર તરવા દે. ૫
અઘટ ઘાટો ઘડે નિત્યે, પડે કુપંથમાં પ્રીતે;
ડરે નહિ કોઇથી ચિન્તે, તને કોઇ નહિ જીતે. ૬
વહાલા ? થા જરી ડાહ્યો, કીચડમાં રે શું લપચાયો;
અધમ અંધો બની ધાયો, સુધર્મે રે ન સંધાયો. ૭
ચપળ છે માંકડા જેવો, ખરે તું છે ચપળ તેવો;
નથી કંઇ જંપરે વળતો, નથી ઉન્માદરે ટળતો. ૮
વિનયમુનિ વદે ભાવે, હૃદયને સંત ઉપજાવે;
કુપંથેથીજ અટકાવે, સુખો તે મોક્ષના પાવે. ૯

## (૨૯) વ્યાખ્યાન ઉઠયા પછી બોલવા લાયક ઉપદેશ.

દોહરા.

શાસ્ત્ર તણો અધિકાર આ, સુણો સકળ નરનાર;
સુણીને ઉર અવધારજો, જેમ હોવે નિસ્તાર. ૧
જીવ અનાદિ કાળથી, ભટકે છે ભવ માંય;
ગેડી દડાની પેઠ આ, અજ્ઞપણે અથડાય. ૨
સુણી નહિ જીનરાજની, વાણી ગુણ નિધાન;
શિખામણ સદ્ગુરૂ તણી, ધરી નહિ નીજ કાન. ૩
દયા માર્ગ નહિ આદર્યો, હિંસામાં હરખાય;
કામ ક્રોધ મદ મોહને, લાલચમાં લપટાય. ૪

દયા દાનને દીનતા, (૩૨) ધરો હૃદય મોઝાર
વિનયમુનિ ભાવે વદે, તો પામો ભવપાર. ૩૨

---

રે વ્હાલા આત્મા ! હવે, જોગ મળ્યો સુખદાય;
સામગ્રી શુભ ધર્મની, દુર્લભ છે જગમાંય. ૫
મહા પુન્યથી પામીયો, માનવનો અવતાર;
સફળ કરીલે પ્રેમથી, કરી કાર્ય હિતકાર. ૬
છાંડી દે નીજ હૃદયનું, ગાફલ પણું ગમાર;
સાવધાન થા ચિત્તમાં, તરવા આ સંસાર. ૭
સાતા કરજે સર્વને, કરી ભલા ઉપકાર;
ચાર તિર્થની ભક્તિથી, પામીશ ભવનો પાર. ૮
દાન શીયલ તપ ભાવના, સેવી ઉત્તમ ધર્મ;
ગર્વ સર્વ નિવારતા, તૂટે આઠે કર્મ. ૯
લુલા બહેરા આંધળા, દુઃખીઆ દીન અનાથ;
સહાય કરી સુખ આપજે, આશિષ લે શુભ સાથ. ૧૦
ગુણીના ગુણ ગાજે સદા, પર અવગુણ પરિહાર;
બાર પ્રકારે ભાવના, રાજ સદ્ગુણ શણગાર. ૧૧
સત્ય શીયળ સંતોષને, આદર પર ઉપકાર;
તજ નિંદા પરમાદને, કર કરણી સુખકાર. ૧૨
રમત ગમતમાં જીંદગી, વૃથા અરે ! વહી જાય;
પુદ્ગળ સંગે આતમનું, જ્ઞાન ભાન ભુલાય. ૧૩
રત્નત્રય આરાધવા, કરજે સદ્ગુરૂ સંગ;
મરજી વિષય વિકારને, ધાર ધર્મ ઉછરંગ. ૧૪
જીતી રસના સ્વાદને, કષાય ચાર નિવાર;
સંવર કરણી આદરી, કર સફળ અવતાર. ૧૫

તજી દુરાગ્રહ આપણો, ગુણ ગ્રાહી થા ભ્રાત!
આત્મ તત્વ પામીશ તો, ટળશે આ તુજ જાત ૧૬
નવા કર્મને રોકવા, આદર વૃત્ત પચ્ચખાણ;
જુના કર્મ ખપાવવા, તપ કરજે સુખ ખાણ. ૧૭
સહુ સાથે કર મિત્રતા, શત્રુતા તજી દૂર;
ક્રુર કર્મ કરવા ભણી, થઈશ નહિ આતુર. ૧૮
સકળ કાર્ય સિદ્ધિ થવા, જવા મોક્ષપુરમાંય;
શુભ કરણી કરજે સદા, એમ વદે જીનરાય. ૧૯
એવી શુભ કરણી કરી, થયા સિદ્ધ અનંત;
વર્તમાનમાં થાય છે, થશે વદે ભગવંત. ૨૦
એવો નિર્મળ માર્ગ આ, આદરશે જે જીવ;
સકળ કર્મને ક્ષય કરી, ગતિ મેળવશે શિવ. ૨૧
એ શિખામણ સાંભળી, ધરો હૃદય મોઝાર;
વિનયમુનિ ભાવે વદે, તો પામો ભવપાર. ૨૨



# વિજ્ઞપ્તી અથવા

## ઉદ્બોધક બે બોલ.

### શ્રી. શ્વે. સ્થા. જૈન મિત્રમંડળ (બરવાળા.)

શ્રી બરવાળામા જૈન કોમની પ્રગતિ કરવાના હેતુએ અત્રેથી મુનિમહારાજ શ્રી મોહનલાલજી મહારાજ હસ્તક અહિં શ્રી મન્મુનિ મહારાજ ૧૦૦૮ શ્રી રામજી રખજી લાયબ્રેરી તથા શ્રી મન્મુનિ મહારાજ શ્રી મોહનલાલજી જૈનશાળા એવી બે સંસ્થાઓ સ્થાપન થયેલા છે. ત્યારબાદ થોડી મુદતે મુનિવર્ય શ્રી મોહનલાલજીના સદ્‌બોધથી ધેલશાહ જેવા વણિક કુળભુવણવીર નરથી સ્થપાયેલા બરવાળા ગામમા જૈન કોમની વસ્તી વધારે હોવાથી જૈન યુવક વર્ગમાં ધાર્મીક તેમજ નૈતિક કેળવણીનો પ્રચાર કરવાના હેતુથી બહુધા જૈન સમાજની અને વિશેષમા સમગ્ર જનસમાજની સેવા કરવા નિમિતે જૈન મિત્રમંડળ સ્થપાયેલું છે અને મંડળ તરફથી સદરહુ જૈનશાળાના તથા લાયબ્રેરી જેવી પરોપકારી સંસ્થાઓ ચલાવવામા આવે છે અને સદરહુ સંસ્થામા બાળકો ધાર્મીક તેમજ નૈતિક શીક્ષણનો લાભ સમયાનુસાર રીતસર લીયે છે, તથા લાયબ્રેરીનો પણ જૈન તથા જૈનેતર સમગ્ર પ્રજા લાભ લે છે.

વળી વિશેષમા અતિ હર્ષની વાત એ છે કે શ્રી મન્મુનિ મહારાજ ૧૦૮ શ્રી વિનયચંદ્રજી મહારાજે ખાસ પોતાના નીતિ તથા ધર્મ જ્ઞાનથી ભરપુર તથા જ્ઞાન સાથે ગમ્મત આપે એવા ભિન્ન ભિન્ન ઉપદેશના સાડાત્રણસે ૩૫૦) પુસ્તકો વાંચવા માટેજ આજૈન મિત્રમંડળને સોંપેલા છે તેનો પણ જૈન જૈનતર સર્વ જ્ઞાન જીજ્ઞાસુ મુમુક્ષ બંધુઓ વાંચી લાભ લે છે.

ચાલુ જમાનાને અનુસરી બાળકોમા બચપણથી ધાર્મીક રજકણો દાખલ થશે. ત્યારેજ ભવિષ્યકાળની જીંદગી સુખી લોક પ્રિય ગુજારી શકશે વિવિધ કારણો તપાસીએતો આવી સંસ્થાઓથી થતા ફાયદાઓનુ મોટુ પુસ્તક લખી શકાય પરંતુ ટુંકમા પૂર્વના પુન્યશાળીઓ લક્ષ્મીવંતો પ્રત્યે વિજ્ઞપ્તી છે કે આવી ખર્ચાળ પરોપકારી સંસ્થાઓને પોતાના હૃદયોમા સ્થાન આપી ઉદાર પોતાનો હસ્ત લંબાવવા ચુકશો નહિ. અને આ મંડળ સેવાના પ્રદેશમા આગળ વધવા લક્ષ્મીવંતોની લક્ષ્મીવડે અનેક મદદો મેળવી સેવામા પ્રદેશમા વિશેષ આગળ પડવા ધારે છે. અને જો નેમ થવા પામશે તોજ સદરહુ પરોપકારી સંસ્થાઓની ઉન્નતિ તેમજ સમાજ અને ઉદ્દેશોન્નતિના ચિન્હો નજરે પડશે. માટે વિવેકી સદ્‌ગ્રહસ્થો આ અમારી નમ્ર વિનતી ઉપર જરૂર સહર્ષ ધ્યાન આપશો એવી આશા છે આ અતિ ઉત્તમ માનવ જીવન સંપાદન કરી પરમાર્થિક સત્કાર્યો કરવા તેજ શ્રેયસ્કર છે ઉભય લોકમા સુખી થવાનુ (સુનિત) પવિત્ર પુન્યત્માનુ છે તો યથા શક્તિ લાભ લઇને કર્તાર્થ થવું એજ વિજ્ઞપ્તી.

સદરહુ લખાણમા દ્રષ્ટી દોષથી રહીગયેલ કોઇ ભુલચુક માટે ક્ષમા ચાહી સુધારી વાંચવા વિનતી. ભલામણ છે ઇતિ

શ્રી શાંતિઃ શાંતિઃ શાંતિઃ

તા. ૧૩ માહે ડીસેંબર.
બરવાળા (ઘેલાશાના)

લી. દાસનો દાસ
**ભાઇલાલ પરશોતમદાસ**
**મેનેજીંગ કમીટીના મુ. મે.**
**જૈન મિત્રમંડળ બરવાળા.**

# જાહેર ખબર.

## વાંચો? વિચારો?? અને મિત્રમંડળમાં વંચાવો???

### મુનિમહારાજ શ્રી વિનયચંદ્રજી વિરચિત તૈયાર પુસ્તકો.

### સર્વોપયોગી સર્વ માન્ય વૈરાગ્યમય ધર્મ ગ્રંથ.

### (૧) વૈરાગ્યશતક–પૂર્વાર્ધ–ભાગ પહેલો.

આ ગ્રંથની અંદર વિવિધ વિષયો ઉપર વૈરાગ્યના મૂળ શ્લોક અર્થ ભાવાર્થ વિવેચન તથા તથા દરેક મૂળ શ્લોકને લગતાં સુબોધક અને જ્ઞાન સાથે ગમ્મત આવે તેવાં દ્રષ્ટાંતો મૂકેલાં છે, તેથી આ ગ્રંથ ઘણો આનંદ દાયક અને જ્ઞાન બોધક થયો છે. જૈન અને જૈનેતર સર્વ ધર્મ પંથના સ્ત્રી પુરૂષો સહર્ષ વાંચી લાભ લઇ શકે તેવો સર્વોપયોગી આ ધર્મ ગ્રંથ છે વળી આ ગ્રંથમાંથી સર્વ માન્ય સામાન્ય નીતિ જ્ઞાન અને બીજું ઘણું જાણવા લાયક મળી આવે તેમ છે. ગ્લેજ કાગળ અને પાકા પુંઠાના ૪૨૫ પૃષ્ટના આ મોટા ગ્રંથની કીંમત માત્ર રૂા. ૧) એકજ છે.

### (૨) શ્રી વિનય વિનોદ ભાગ પહેલો.

નીતિ ધર્મબોધક તથા જ્ઞાનોપદેશક છંદ કવિતાઓ, રાગ ગરબીઓ, વિનય બોધ બાવની, તથા હંમેશાં સ્મરણમાં રાખવા લાયક (૨૫૨) બસોબાવન સુબોધક વિનય વચનામ્રત બોધ વચનો સહિત, સર્વને બોધ લેવા લાયક વિવિધ સુબોધક અષ્ટકો સાથેના કિંમત માત્ર ૦–૩–૦ ત્રણ આના.

## ( ૩ ) શ્રી વિનય વિનોદ ભાગ બીજો.

આની અંદર પણ ઉપર પ્રમાણે વિવિધ ઉપદેશી કવિતાઓ, ગરબીઓ તથા પુરાતની મહાત્માઓની અપૂર્વ વૈરાગ્યમય રસિક સઝાયો, પંચમ આરાના ભાવ ( માહાત્મ્ય ) ચંદ્રગુપ્ત રાજાને આવેલાં સોળ સ્વપ્નોના શ્રી ભદ્રબાહુ સ્વામીએ કરેલા અર્થની કવિતા ( હરીગીત છંદમાં ) તથા અક્ષરવાર દ્રષ્ટાંત સહિત ઉપદેશી કક્કો, વિનય બોધ બત્રીશી અને શ્રી મોરબી મુકામે આપેલું નીતિ જ્ઞાનથી ભરપુર એક ઉપદેશી ભાષણ વગેરે ઘણા વાંચવા લાયક વિવિધ વિષયાં છાપેલા છે. છતાં કીંમત માત્ર રૂા. ૦—૨—૦ બે આના.

## (૪) વિવિધ સુબોધક અષ્ટકો.

મુળ સંસ્કૃતમાં ચતુર્વિંષતિ જીન સ્તોત્ર, સિંહાવલોકન અનુપ્રાસિક શ્રી મહાવીર સ્તોત્ર વગેરે વિવિધ ઉપદેશ ઉપર ઘણાં અષ્ટકો સંસ્કૃતમાં રચેલાં છે. સંસ્કૃતમાં સ્તુતિ તથા પાઠ કરવા લાયક આ લઘુપોથી ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે. કીંમત રૂા. ૦—૦—૬ અર્ધો આનો.

## (૫) ગઝલ ગુલતાન ભાગ ૧ લો.

આ પુસ્તકમાં ચાલુ જમાનાને અનુસરતી આનંદ સાથે અપૂર્વ ઉપદેશદાયક નવી ગઝલો બનાવેલી છે તેની કીંમત સદ્વિચાર સદ્-

વાણી અને સદ્વર્તન છે, મતલબ કે વૈરાગ્યશતક ગ્રંથના ગ્રાહકોને તે વિના મુલ્ય વિતરણ મફત ભેટજ અપાય છે. ટપાલ ખર્ચ અર્ધો આનો મોકલવો.

---

સર્વ માન્ય સર્વોપયોગી વૈરાગ્ય મય ધર્મ ગ્રંથ.

## (૬) શ્રી વૈરાગ્યશતક ઉત્તરાર્ધ ભાગ બીજો.

---

આ ગ્રંથની અંદર પણ વૈરાગ્યશતક પૂર્વાર્ધ પહેલા ભાગની માફક મૂળ શ્લોક, અર્થ, ભાવાર્થ, વિવેચન તથા દરેક મૂળ શ્લોકને લગતાં જ્ઞાન સાથે ગમ્મત આપે તેવાં સુબોધક દ્રષ્ટાંતો સહિત છે. આ બીજો ભાગ પણ જ્ઞાન સાથે ગમ્મત આપે તેવો સુખદાયક અપૂર્વ ધર્મ ગ્રંથ છે, કદમાં પેલા ભાગ પૂર્વાર્ધ કરતાં મોટો સવાયો ને પાકાં પુંઠાંવાળો ૫૬૪ પૃષ્ટનો છે. વળી આ ગ્રંથમાં પણ સર્વ માન્ય સામાન્ય નીતિ જ્ઞાનનો ઘણોજ સમાવેશ કરવામાં આવ્યો છે. જૈન અને જૈનેતર ધર્મના સર્વ વાંચક બંધુઓને અતિ ઉપદેશ લેવા લાયક આનંદદાયક અને સર્વોપયોગી છે. પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એવા બે ભાગથી આ **વૈરાગ્ય શતક ગ્રંથ** પૂર્ણ થાય છે. બન્ને ભાગમાં થઇને લગભગ દ્રષ્ટાંતો તથા ઉપ દ્રષ્ટાંતો મળીને ૧૫૦ થી ૧૭૫ દ્રષ્ટાંતો નીકળી આવે છે. તે સર્વ દ્રષ્ટાંતો ખાસ વાંચવા વિચારવા તથા મનન કરવા લાયક છે. **મુનિ મહારાજશ્રી વિનયચંદ્રજીએ મહારાજે** આ સરસ વૈરાગ્યમય **વૈરાગ્ય શતક ગ્રંથ** લખી જૈન અને જૈનેતર ઉપર અચ્છો પ્રકાશ પાડયો છે, એમ કહ્યા વગર ચાલતું નથી. ઘણી ખૂબીની વાત છે કે આ વૈરાગ્યનો ગ્રંથ વાંચતાં મનને

કદિ કંટાળો આવતો નથી. ઘણીવાર વાંચ્યા છતાં પણ જ્યારે વાંચીએ ત્યારે કાંઇ નહિ ને કાંઇ શીખવાનું સમજવાનું ને બોધ લેવાનું મળી આવે છે. પુનઃ પુનઃ વાંચતાં પણ ઘણો ઉત્સાહ અને આનંદ આપે છે. ગ્રંથ કર્તાએ સ્વપરના લાભના હેતુથીજ યથાશક્તિ પરિશ્રમ ઉઠાવેલ છે. તો સાર ગ્રાહી સજ્જનો તેનો અવસ્ય લાભ લેશેજ સર્વ મુમુક્ષુજનોને આ ગ્રંથ વાંચવા ખાસ ભલામણ કરવામાં આવે છે. કીમત પણ તેની કાગળ છપામણી વગેરે ખર્ચ જેટલીજ જુજ માત્ર રૂા. ૧) એકજ રૂપૈયો છે.

---

## (૭) ગઝલ ગુલતાન ભાગ ૨ જો.

---

આ પુસ્તકની અંદર ગઝલ ગુલતાન પેલા ભાગની માફક ગઝલોજ મુકવામાં આવી છે. આજકાલ નવ યુવકોને ગઝલો ગાવાનો શોખ ઘણોજ જોવામાં આવે છે. તેથી મુનિ મહારાજ શ્રી વિનયચંદ્રજીએ નીતિજ્ઞાન સાથે વિવિધ ઉપદેશી વિષયો ઉપર ગઝલો બનાવી આપી તે અમે જાહેર કરી છે. આ પુસ્તકનું મુલ્ય પણ પેલા ભાગની માફકજ છે. એટલે સદ્વાણી સદ્વિચાર અને સદ્વર્તનજ છે. અર્થાત અર્ધાઆનાની ટીકીટ મોકલનારને વિના મુલ્યેજ મળશે. જોઇએ તેણે મંગાવવી.

---

## (૮) વિનયબોધ ગરબાવળી ભાગ ૧ લો.

---

વિશેષે કરીને સ્ત્રીઓને અને બાળીકાઓને આ પુસ્તક ઘણું ઉપયોગી છે. આની અંદર વિવિધ વિષય ઉપર ઉપદેશી ભિન્ન ભિન્ન

રાગોમા ગરબીઓ બનાવી ગોઠવી છે. આ પુસ્તકની કીમત પણ કદના પ્રમાણમા ઘણીજ ઓછી ફક્ત બેજ આના છે. આ પુસ્તક શાળામાં પણ ઉપયોગી છે. તો કોઇને શાળામા વહેંચવા માટે સામટી સોનકલો એકી સાથે લેનારને ૧૦) દસ રૂપીયા લેખે આપશે. તો લખો અને મંગાવો.

મુ. અમદાવાદ ટંકશાળ સામે ખજુરીની પોળમાં.

**શા. હીમતલાલ વ્રજવલ્લભદાસ.**

**જૈન મિત્રમંડળ ઓફીસ મુ. બરવાળા તા. ધંધુકા કાઠીઆવાડ.**

**શા. નાગરદાસ નરોત્તમદાસ** ( પુસ્તકના મુખ્ય માલિક )

મુ. વલસાડ હનુમાન ભાગડા સુરતજીલ્લે.



---

∴ ઉપરના સર્વ પુસ્તકો એકી સાથે ખરીદ કરનારને રૂ. ૨—૬—૦ બે રૂપીઆ ૭ આનામાંજ મળશે તો લખોને ઝટ મંગાવો પોષ્ટ ખર્ચ મંગાવનારને શિર છે.

## આવા પ્રકારના રામનામના જાપથી આત્મહિત શુ થાય?

**મનહર છંદ.**

મુખ વદે રામ રામ, હોય મનતો હું રામ;
કરે કપટ ના કામ, ચિત્ત ચામ દામમાં.
મેળવવા ધન ધામ, કરે અને કઉ ધામ;
તજી સુપંથ નમામ, (રહે) સદૈવદ ગામમાં.
ફરે મત ગામોગામ, ધરી હૃદયમા હામ;
મનમા અનેક કામ, મુખ રામ નામમા.
વદે મુનિ વિનયચંદ્ર, સુણજો ભવિક વૃંદ;
એવા રામ નામથી, શુ જાય શિવ ધામમાં. ૧

**દ્રુતવિલંબિત વૃત્ત.**

ફરીશ મા કદિ કર્મ કઠોર તું.
ધરીશ મા કદિ ચિત્ત નઠોર તું.
કરણ છે કન કર્મ તણા ફળો.
સરલ થા તજી અંતરે આમળો. ૧

## નામ તેવા ગુણ સુપુન્ય વિના પમાતા નથી.

**મનહર છંદ.**

નામ ધન પાલ પણ, મળે નહિ કાંઇ માલ;
ભીખ માગી કાઢે કામ, ભૂમીમા ભમાય છે.
નામ તો રૂપાળી, પણ કો જળથી કાળી સદા,
ક્રોધ. મુખ વાળી, નામ દીવાળી ગણાય છે.
નામ તો સાકર પણ, કડવાશનો આકર;
જાણે કોપ્યો સાપ, નામ ચંદન રખાય છે.
વદે મુનિ વિનયચંદ્ર સુણજો ભવિક વૃંદ;
નામ તેવા ગુણ તો, સુ પુન્યથી પમાય છે. ૧

**દ્રુતવિલંબિત વૃત્ત.**

જીવન આ અતિ ઉત્તમ પામીને,
ભજ સદા જીવ અંતર જામીને.
સમય આ ફરી ના શુભ સાંપડે,
વિષય વિષ વિષે મન શું પડે. ૧

પ્રતિક્રમણ થઇ રહ્યા પછી બોલવા લાયક

# શ્રી પંચ પરમેષ્ઠીની આણંદ મંગળ આરતી.

---

આનંદ મંગળ કરૂં આરતી સંત ચરણની સેવા; ટેક.
શિવ સુખ કારણ વિઘ્ન નિવારણ, પંચ પરમેષ્ઠી દેવા. આણંદ૦

પહેલી આરતી અરીહંત દેવા, કર્મ ખપે નત ખેવા;
ચોસઠ ઇંદ્ર કરે શુભ સેવા, વાણી અમૃત મેવા. આણંદ૦ ૧

બીજી આરતી સિદ્ધ નિરંજન, ભંજન ભય ભવ ફેરા;
ચિદાનંદ સુખ કંદ અખંડ, મીટે ભંભાભવ ફેરા. આણંદ૦ ૨

ત્રીજી આરતી શ્રી આચારજ, છત્રીસ ગુણ ગંભીરા;
સંઘ શિરોમણી સાહુ દિન માણી. દીપત બોધ અનેરા. આણંદ૦ ૩

ચોથી આરતી ઉપાધ્યાયજી, ભણે ભણાવે એવા;
સૂત્ર અર્થ કરે નતંમતા. સેવ કરે દેવા, આણંદ૦ ૪

પંચમી આરતી સર્વ સાધુજી, ભારંડ પંખી જેવા;
મદાગ્ન ખાળે દૂષણ ટાળે, અવિચળ શિવ સુખ લેવા. આણંદ૦ ૫

ભાવ ધરીને ગાવે આરતી, પંચ પરમેષ્ઠી દેવા;
જિનચંદ્ર મુનિ ગુણ ગાવે, લેવા શિવ સુખ મેવા. આણંદ૦ ૬